Real Patidar
Unravel Truth
DN: email=mail@realpatidar.com
Date: 2017.01.17 18:52:33 +05'30'

2010-03-12 -Divya Bhaskar -ABKKPS -Satpanthis not allowed to participate [336]

---



realpatidar.com



June 21, 2010 | 8 Editions | 2 States



Friday, Mar 12th, 2010, 4:28 am [IST]

+ comment | +Share

# કેસો ખેંચાશે તો જ સનાતનપંથીઓ સમાજના મહોત્સવમાં સામેલ થશે

ભાસ્કર ન્યૂઝ . નખત્�

કચ્છ કડવા પાટીદાર સમાજમાં આગામી સ્વણિgમ મહોત્સવ ઉજવવાની એક બાજુ તડામાર તૈયારીઓ કરાઇ રહી છે ત્યારે બીજી બાજુ સનાતન અને સતપંથ સમાજ બંને વચ્ચે જૂની ફરિયાદો અને ધાર્મિક, સામાજિક, નીતિ, નિયમો આચરણને લઇને ઉભા થયેલા વિવાદની વચ્ચે ગત તા. ૨૭મી

ફેબ્રુઆરીના નખત્રાણા પાટીદાર વિધ્યાથીgભવન ખાતે સમાધાનની મીટિંગમાં પોલીસ દ્વારા રમેશભાઇ વાઘડિયાના બિનજામીન વોરન્ટને લઇને જે સમગ્ર પાટીદાર સમાજ નહીં પરંતુ જે બંધારણનું અપમાન થયું છે તેને સમાજે ખેદ સાથે વખોડયું હતું અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના અધ્યક્ષ રામજીભાઇ કે. નાકરાણીના અધ્યક્ષસ્થાને યોજાયેલી પત્રકાર પરિષદમાં સ્વણિgમ મહોત્સવના ચેરમેન ગંગારામભાઇ સાંખલાએ સ્પષ્ટ પણે કહ્યું હતું કે અત્યારે સનાતન પાટીદારોના ભાઇઓ ઉપર જે ખોટી ફરિયાદોને લઇને જે સતપંથ સંપ્રદાયના લોકો કહે છે કે, એ વ્યક્તિગત ફરિયાદો છે. કેન્દ્રીય સમાજ અને આગામી સ્વણિgમ મહોત્સવ ઉજવવાનો છે એમાં સતપંથીઓ તોજ ભાગ લઇ શકશે કે જે સનાતનના ભાઇઓ ઉપર કરવામાં આવેલા કેસો બિનશરતી પાછા ખેંચાય.

કેન્દ્રીય સમાજના પ્રમુખ રામજીભાઇ નાકરાણીએ કહ્યું હતું કે, કઈ પાટીદારોને સમાજના બંધારણમાં રહીને સામાજીક અને ધાર્મિક નીતિ નિયમો પાળે તેજ સમાજમાં રહી શકે છે. તેમણે સતપંથ સમાજ દ્વારા જ્ઞાતિના ભાઇઓ ઉપર થયેલી ફરિયાદોને સખ્ત શબ્દોમાં વખોડીને આ ફરિયાદો તાત્કાલિક પાછી ખેંચાય પછી જ સમાધાન કરાશે તેમ જણાવ્યું હતું.

અ.ભા.ક.ક.પા. સમાજના યુવા સંઘના પ્રમુખ જયંતીભાઇ રામાણીએ કહ્યું હતું કે સતપંથ સમાજના લોકો દ્વારા જુદા જુદા અનેક ખોટા કેસો વર્ષોથી કરતા આવ્યા છે ત્યારે હવે જે વડીલોએ ઘણું સહન કર્યું છે અને કરતા આવ્યા છે પણ યુવાનો જાગૃત બન્યા છે અને દરેક પાટીદાર સનાતન સંપ્રદાય ૮૫ ટકા સ્વીકારી લીધો છે છતાં એ થોડા રહી ગયેલાઓને સમજાવીને હિન્દુઓનો સાચો ધર્મ સનાતન ધર્મ છે.

સતપંથ સમાજ કહે છે કે, રમેશ વાઘડિયા પર થયેલા કેસો વ્યક્તિગત છે તો પછી પીરાણામાં બેઠેલા કેમ કહે છે કે અમારી માફી માંગો તો તમામ કેસો પાછા ખેંચી લેશું અને પાટીદાર વિધ્યાર્થી ભવનમાં સમાધાનની બેઠકમાં સનાતનની જુજ વ્યક્તિઓ તેની સામે સતપંથના ૨૦૦ લોકોની હાજરી શું સૂચવે છે ? વ્યક્તિગત હોય તો પછી આવડો મોટો ઉહાપોહ કરવાની શું જરૂર પડી અને સમાજે ઘડેલા નીતિ નિયમોનું પાલન કરતા આવ્યા છીએ ગઇ કાલે વધુ ૧૭ સનાતનના ભાઇઓ તેમજ પાટીદાર જ્ઞાતિના માસિક પ્રકાશન પર નોટિસો મોકલવામાં આવી છે. તે એ જ સૂચવે છે કે પાટીદાર સમાજનો સ્વણિgમ મહોત્સવમાં ખલેલ પહોંચે અને બંને સંપ્રદાયોમાં તીરાડો વધુ પહોંળી કેમ થાય ? જેના ઉપર કેસો થયેલા છે એવા રમેશભાઇ વાઘડિયાએ કેસનો ખુલાસો કર્યો હતો કે, મારા તેમજ મારા બાપુજી અને અમારા વૃદ્ધ દાદા પર પીરાણામાં આવીને સંપ્રદાયનું અપમાન કર્યું છે. એવા કેસનો જે સદંતર જુô બુનિયાદ કેસ કરવામાં આવ્યા છે. પાટીદાર સનાતન ધર્મના લોકોને હેરાન પરેશાન કરીને જૂના સંપ્રદાયને મજબૂત કરવાનો ઇરાદો દેખાઇ રહ્યો છે.

પરિષદમાં સતપંથ સમાજ દ્વારા કરાયેલા નિવેદનમાં પત્રકારોને જણાવતા અગ્રણીઓ કહ્યું હતું કે, જે કેસો થયા છે તેના પાછળનું પીઠબળ સતપંથ સમાજનું છે પીરાણાના ઇમામશાહ બાવા સેજા ટ્રસ્ટના ટ્રસ્ટીએ કેસો કર્યો છે વર્ષો પહેલાં પાટીદાર સમાજનો મોટો વર્ગ સતપંથ સમાજમાં જ હતો જેથી તેની ઓળખ જે તે વખતે મુમના મુસલમાન તરીકે થતી હતી. તેને બદલાવા માટે ત્યારના સુધારક વડીલોએ સતપથનો સદતર ત્યાગ કરીને અ.ભા.ક.ક. પાટીદાર સમાજની સનાતની સમાજ તરીકે સ્થાપના કરી હતી.

અ.ભા.ક.ક.પાટીદાર સમાજના બંધારણ તેમજ રીત રિવાજોની કલમ નં. ૧૮ અને ૧૯નું સદંતર ઉલ્લંઘન કરતા રહેલા છે કલમ ૧૮ અન્વયે સમાજના દરેક સભ્યોએ તેમનું બાહ્ય આચરણ જન્મથી મરણોતર સુધીનું હિન્દુનું હોવું જોઇએ તો આ સતપંથ સમાજના ભાઇઓને પૂછો કે શું તેઓ આ કલમનું ચુસ્તપણે પાલન કરે છે અને ૧૯ અન્વયે જે સભ્યને ધાર્મિક અથવા તો સામાજિક મનદુ:ખ હોય તે સામાજિક ન્યાય મેળવવા માટે ન્યાય સમિતિ પાસે ન્યાય મેળવી શકે છે.કોર્ટનો આશરો લેવાની મનાઇ હોવા છતાં સતપંથ સમાજમાં ભાઇઓ સદંતરે ખુલ્લે આમ આ કલમ ૧૯નો ભંગ કરી રહ્યા છે.

મિટીંગમાંઅ.ભા. ક.ક. પાટીદાર સમાજ જયંતીભાઇ લાકડાવાળા, મોહનભાઇ ધોળુ, માવજીભાઇ છાભૈયા, હિંમતભાઇ ખેતાણી, રમેશભાઇ વાઘડિયા, પ્રેમજીભાઇ કેશરાણી, લાલજીભાઇ રામાણી, ડાયાભાઇ સેંઘાણી, વેલુભાઇ સલાટ, અમૃતભાઇ ધોળુ, રતિલાલભાઇ પટેલ તેમજ કેન્દ્રીય સમાજના અગ્રણી યુવાન સંઘ ઉપસ્થિત રહ્યા હતા.




post a comment

name:

email:



realpatidar.com



---

